# ફેસનની ફીસીયારી

## (કે કળીયુગની કુચી) ભાગ ૧ લો.



છપાવી પ્રસિદ્ધ કરનાર.


**ડાહ્યાભાઈ બાબરભાઈ પટેલ**

ઠે. સંતદિપક—નડીઆદ.



આવૃત્તી ૮ મી                સને ૧૯૧૬  પ્રત. ૫૦૦૦

શ્રી સારદા વિજય પ્રીન્ટીંગ પ્રેસમા શા. હરજીવન અમરસીએ છાપી. સાથપીપળી-નડીઆદ.

કીમત ૦—૦—૩




રત્નદિપકની

ફેશનની પ્રીશીયાની ભાગ ૫—૭ (સાથે) રૂ. ૦—૦—૬

કિસ્મતી દુનિયા રૂ. ૦—૦—૩

વિંછીને માટે વનસ્પતિના ૨૫૦ ઈલાજની બુક ૦—૦—૩

કઠીયારો કે રાજા ભોજ રૂ. ૦—૦—૩

રેલ્વે ગાઇડ (ટાઇમટેબલવાળી) રૂ. ૦ ૨—૦

રત્નદિપક ઑફીસ—નડીઆદ.

# ફેસનની ફીસીયારી.

## કે કળાયુગની કુંચી.

## ભાગ ૧ લો.

રાગ (સેદા તારો ખુબ છે દાડો.) એ ટેક.

જમાનો તો બદલાયોરે, હળાહળ કળજુગ આવ્યોરે—એ ટેક.
હિંદ તણા ઉદયને માટે, અરજ કરૂં છું આજ—૨
સ્વાર્થીઆ મુરખને નહિ ફાવે સાચે સાચી વાત,
વિચારવતા વિચાર કરશો—૨ રે. જમાનો. ૧
ઉંચ હતા તે નીચ બન્યા કઇ, નીચ તે ઉચ મનાય—૨
ધર્મને નામે ધાડજ આવી, પાપને પથ પળાય
અંધાપો પોજે હી આવ્યો—૨ રે જમાનો ૨
જે પ્રેમદા પડદે રહેનારી, તે ધરી લેડી પોશાક—૨
ભીસ્તરનો કર ઝાલી બજારે, માલી રહી છે અથાગ
અરે આડો આંકજ આવ્યો—૨ રે. જમાનો. ૩
નીતી રીતી સૌ નેવએ મુકી, ઉર અનીતિ ચલાય—૨
ફેસન બાઇને ફદે ફસાયા, રંક ને મોટા રાય.
તોરા જાઇ ટોપ છવાયો—૨ રે. જમાનો. ૪

ઝેર ને વેર વધ્યા વસુધામ, અજ્ઞાન વધ્યાં વિધ વિધ-૨
ગાંજો અફીણ ને દારૂના બાટલ, હોટલમાં જઈ પીધ
ગાંઠેથી ગર્થ ગુમાવ્યો-૨ રે. જમાનો ૫
જે નૃપને ગૃહ ચાંદી સોનાના, પાત્ર તણો નહી પાર-૨
તે રાજમંદીરમાં જઈ જોતાં, દેખાય ઠારો ઠાર
લોખડનો લાટ ભરાયો-૨ રે જમાનો ૬
મુદ્દલ ચેત પડે નહિ, ગા, વિગ્રુ, ચાએ વાગ્યો દાટ-૨
રાયથી મ.ડીને રંક કહાવે, સૌને થયો સનિપાત
વિલાયતનો વાયુ વાગ્યો-૨ રે. જમાનો ૭
સેન્ટ લવન્ડર લેમ્પથી મોહ્યા મોટરમા મશગુલ-૨
બાઇશીકલને લઈ વર્યા છે-આપી મો માગ્યા મુલ
ગળે નેકટાઇ લગાવ્યો-૨ રે જમાનો. ૮
દાતણ બાવળનાં બદલાયા બ્રસથી મોહ્યુ મન-૨
અજન મજનમા થઇ રજન, ધુળ કરે છે ધન
ગણ્યો ના જાય ગણાયો ૨ રે જમાનો ૯
ત્રાબા પિત્તળનો પારજ આવ્યો, લોખડ ઘેરે ઘેર-૨
જ્યા નીરખો ત્યા ટેબલ ખુરસી, બીલ્લોર ઠેરે ઠેર
યુરોપી ઠાઠ મચાવ્યો-૨ રે. જમાનો. ૧૦
દેશનો વેશજ બેશ ન લાગે, વધ્યુ વિદેશીથી વાલ-૨
બુટ પગે પાટલુન ચઢાવી, બન્યા ગોરાના બાલ
જાણે મેમ સાહેબનો જાયો-૨ રે. જમાનો. ૧૧



સ્ટાંર્ચીંગ કોલર કોટને જાકીટ  જોઇએ વીલાયતી ઝટીક-૨
આંખલીએ ચસ્મા તો ચોટયા, હોસે બ્રાન્ડી ઠીક
ચીરૂટનો છે હડકાયો-૨ રે.  જમાનો. ૧૨
"બી, એ, બનીને ભાઈ બીએ છે,  બાઇ થકી ઘરમાંય-૨
બાહેર બીલ્લી થકીજ બીએ છે, તે શુ ઉકાળે હ ય
જનેતા-એ શીદ જાયો-૨ રે.  જમાનો ૧૩
વકીલ, વૈદ ને વેશ્યાઓનુ,  ઝાઝુ વધ્યુ હતુ જોર ૨
જીવત હરે વસુધાપરથી હા, કરે છે શોર બકોર
રૂડો કાયદો તો રચાયો-૨ રે.  જમાનો. ૧૪
વકીલની પરીક્ષા બધ કીધી, વેશ્યાઓને કીધી દુર-૨
વૈદને માટે ઘાટજ ઘડજો, ભાગજો તેમના જોર
પ્રજાની દયા દીલ લાવો-૨ રે"  જમાનો. ૧૫
શીશ થકી શીખા સટકી તે, હા લટકીજ લેલાટ-૨
નીચી નમી નમી શુ સુચવે છે, વિદ્વતામા ઉઠી વાટ
દેશની દાઝ ન લાવ્યો-૨ રે.  જમાનો. ૧૬
ભણી ગણીને સૌ જન ઇચ્છે, નિર્લજ નોકરી ઉર-૨
સુર ને નુર ગુણાવી બેઠા, બની ગયા અસુર
ગુર્જરેશ્વરી ગાત્ર ગળાયો-૨ રે.  જમાનો. ૧૭
ધીક છે ધીક. છે એવા, દેશ દ્રોહીને ધીકકાર-૨
ગોરી તજી ઘરની ગુણવતી, જોડી ગણીકાથી પ્યાર
ખરે જર ખુબ ઉઠાવ્યો-૨ રે.  જમાનો. ૧૮

ચીની ચલાણાં પ્યાલા રકાબી, ફાનસ કુકડ લીધ-૨
ફુટી જતા ફુટી દામ નાખી, ઠાકર ફકો દીધ
આખે નવ જાઇ દેખાયો-૨ રે  જમાનો. ૧૯

વાજા વીવીધ પ્રકારના લાવી, મુકયુ ગનની મકાન-૨
બગડયુ કે પછી મારજ વાગ્યા, તેનું મળે નહી ભાન
પૈસા પાણી ફીરાયો-૨ રે.  જમાનો. ૨૦

એ પુ તો અદ્રસ્ય થયુ , ગણાતુ ગ્યાસટોટ ૨
બેહુદ આવી શરાયુ ઘર ઘર, પાછી ઉડયુ જ્યાં પેટ
પાછો ક્યા જાય ગણાયો-૨ રે  જમાનો ૨૧

દેશની દોલત હાય વીદેશે, એ રીતે ચાલી જાય-૨
તો પણ આખ ઉઘાડી ન દેખે, કયાથી દેશોદય થાય
આવી દારીદ્ર ભરાયો-૨ રે.  જમાનો. ૨૨

ચાળી મટીઆ પોલકા પેડા, પારની ડ્રેસ પોસાય-૨
કથ કડ્યાગરી કાનતા મળે ના, વર વડ યા વરનાય
એ તે વર કે ? ઘર જાયો—૨ રે.  જમાનો. ૨૩

છાયલ છીંટડી ગયા છુપાઈ, ગવનથી ગુલતાન-૨
ચુડી મટી ચતુરામાં વધ્યુ છે, બંગડી બાઈનું માન,
કાને એરીંગ ચડાયોરે-૨ રે.  જમાનો ૨૪

બારીક વસ્ત્ર વપુએ ધારી, નારી હૈયે હરખાય—૨
અંગ તમામ દેખાઈજ આવે, સુજ્ઞ જોઈ શરમાય

ગણીકાનો વેશ ભજાવ્યો—૨ રે. જમાનો. ૨૫
રાંડી તે ઘર માંડી બેઠી, માડી બાંધી પર પ્યાર—
ભક્તાણી થઇ દેવ મંદીરમાં, કરે છે વ્યભીચાર
પતીવ્રતાનો પારજ આવ્યો—૨ રે જમાનો. ૨૬
પાન ખાઇ પીચકારી મારે, રાખે મુખડું લાલ—૨
બારીએ બેઠી નારી એ બોલે, બોલે મુખથી બે તાલ
મલાજો છેક મુકાયો ૨ રે. જમાનો. ૨૭
લાયક ઉમરની લવના કહી વૈધવ્યતાને થાય ૨
પુનંલગ્ન કરવા તેને, શાસ્ત્રની મુકી માઝાય
પત્રે ઢંઢેરો પીટાવ્યો—૨ રે. જમાનો. ૨૮
બાળા વરસે બાળજ કેરી, બાળકીમાંજ લેખાય—૨
જે રમી રાજી થતી ઢીંગલીએ તે ગર્ભવતી થાય
સારો ઠી જાય દેખાયો—૨ રે જમાનો ૨૯
પાખંડીને પુરા પ્રેમથી પુજે, સાધુને ચીત ન ચાય—૨
ધર્મીને ધામે ધાકજ આવે, પાપી પનોતા થાય
દ્રષ્ટીએ જાય દેખાયો—૨ રે જમાનો ૩૦
પાખંડ પ્રપંચ વૃદ્ધિ પામ્યા, ચોરી ચાડી જુઠ જાર—૨
સત્ય સરી પાતાળે પેઠું, જામી ગયો છે જુગ
કહેશે શું દૈવને ભાવ્યો—૨ રે જમાનો ૩૧
પૈસાદારને પ્રેમથી પુજે, પંડિત ના પુજાય—૧

હોય ભલે પછી તે બ્રહ્મવેત્તા, એવો અરે અન્યાય
ઠોળીમાં જોય કળાયો-૨ રે જમાનો. ૩૨
પૈસા પડાવા પુત્રોને વેચે પેખી પળીએન કથ-૨
અંગની શકિત ભગ થઇ, જેના ડાચામા ન મળે દંત
ઓખો કહી જાય બોલાવ્યો-૨ રે. જમાનો. ૩૩
પેપર માસીકમા વળી છુગી નોટીસ બહુ નીરખાય-૨
વૈદ તણું જાણે વ્હાણુજ ફાટયુ બની લુટારા હાય.
ખરે દેશ લુટીને ખાયો-૨ રે. જમાનો. ૩૪
ભપકાબધ ભાષણો કરીને, લોકોને ફસાવે—૨
ભોળા બીચારા હિંદ વાસીયો, સારી રીતે લોભાવે
ધુતારાનો તાલ છે કેવો-રે. જમાનો. ૩૫
આડુ અવળુ સમજાવીને, દેશ બધો ધુતી ખાય-૨
એવા ધુતારો દેશમા ફાટયા, માટે જાગો હાય
નહિ તો દેશ ફોલીને ખાશે-૨ રે. જમાનો. ૩૬
પાચ દશ મિત્રો ઉભા થઇને, કપની કાઢે છે ૨
ભાઇ મેનેજર, સાળો એજટ, કમીશન બનેવીનુ આપે છે
યુક્તિએ શેરો વેચાવે, લોકોને રાખોડી ચોળાવે-૨ રે.જમાનો ૩૭
કરજે નાણુ કાઢવા જાતા, પુત્ર બને છે આપ-૨
દેવા પડે જયારે દામજ ત્યારે, બની બેસે છે બાપ
બુઢે ભાર બોજ ગુમાવ્યો—૨ રે જમાનો ૩૮

ચોર હતા તે શાહુ ગન્યા કઇ, શાહુ બીચાર ચોર-૨
વારજ !! તેની ધાડજ આવી, કયા કરવા જઈ ત્યાર
ખરે ભીંતે ખેતરને ખાધો-૨ રે જમાનો ૩૯

નીચ સજી સણગારજ સુંદર, ઘાલી ફરે ઘડીયાળ
મારગમાં કદી સામા મળે તો કોણ કરે તે કાળ
હશે મોટા ઘરનો, જાયો – ૨ રે. જમાનો ૪૦

મેળા ખેળ માં જઈ જોતા, દીલ મારૂ દુખાય-૨
ઢેડને ભંગી સામા મળે તો, ધકકો મારી ઘુસી જાય
તોયે નહિ દુર ખસાયો-૨ રે. જમાનો ૪૧

દેવ વસ્યા જઇને દુરામા, મકકે સોહે પીર-૨
રામનું રાજ છતા ગાડીઓમા ( અત્યજ ) આપે ભીડ
મુખેથી કંઈ ન કે'વાયો ૨ રે જમાનો. ૪૨

કહેવાય ત્યારે ઠાકોર મોટા પણ ઠાઠ કીધો દુર-૨
કન્યા કુળવાનની નહિ લેતા, જે પુરે પૈસા ભરપુર
તે પાસે હસ્ત લંબાવ્યો—૨ રે. જમાનો. ૪૩

દેવું દીઠા ન ગમે દ્રષ્ટીએ તિરથ પ્રત્યે વેર-૨
સેલ સપાટે ભાઇ શીધાવે લાયક લંડન શેર
વર્ષા વીતનો વરસાવ્યો-૨ રે જમાનો ૪૪
હા સરદાર શુરા દીસે છે લઈ પટાકડુ હાથ-૨

રત્ન-દિપકનું દેવનાઇ ફોટાવાળું

સુશોભીત અને રંગીન ૧૯૧૬ની સાલનું

# કેલેન્ડર-પંચાંગ

---

જેની અંદર ઈગ્રેજી તારીખો સાથે હિંદુ તિથી તહેવારો સાથે પારસી તારીખો વાર સાથે તેમજ મુસલમાની તારીખો સાથે માસ વાર બારે માસનું કેલેન્ડર. કી. ૦-૧-૦

---

દુનીઆમાં કપટ કરનાર કોણ છે? હોય તો આવીજાવ અને હમારી રત્નબાજી સાથે રમો.

કપટનુ ચપટ થાય છે કે કેમ? તેની ખાત્રી કરો.

ફકત અઢી આનાની ટીકીટ બીડનારને ઘેર બેઠાં મળેછે.

ડાહ્યાભાઇ બાબરભાઈ પટેલ

રત્ન-દિપક નડીઆદ

કાબર તેતર પોલા હણીને, દભાવે જગ નાથ
ક્ષુદ્રો- [illegible] -૨ રે. જમાનો. ૪૫
પુરૂષાર્થથી ઘટ્યુ પુરષાતન, જામ્યુ ત્રિયાનુ રાજ-૨
બાઈ બીલાડી ભાઈજી ઉદર, એવું બન્યું છે આજ
બુરો બાળ લગ્ન ભરાગો-૨ રે જમાનો. ૪૬
બેસી ગયા ડાચા બુઢીયાના, શ્વેત થયા શીર કેશ-૨
તોય રસ્ત્રી વળગી વ્યભીચારે, મુખપર ચોપડી મેશ
કામી કામથી ન ધરાયો-૨ રે. જમાનો. ૪૭
માત પીતા થઇ બાળક પોતે, બાળકને દઈ બોધ-૨
પેટ નીમીતે પાપ કરાવે, કરી કારમો ક્રોધ
કહું શુ ન જાય કથાયો-૨ રે. જમાનો. ૪૮
વાળ પરાયા થાય ભલ પણુ લે અસમાન મકાન-૨
પાળક બાળકનો થઈ પોતે, ઘાલી એવું ઘમશાન
દેવામા હાથ ડુબાળ્યો-૨ રે. જમાનો. ૪૯
કોણુ કવિનો ભાવ પુછે છે, ભાંડ ભવૈયા ચાય-૨
થાય ખુશી નાયકાને નચાવી, વીત તેમાં વપરાય
કોવિદને કઇ ન અપાયો-૨ રે. જમાનો. ૫૦
ઉત્તમ સાક્ષરના કરનાં પણુ, પુસ્તક ના પોસાય-૨
નાટકમાં નાણું ખુબ ખરચે, ચીથરડાં થીન થાય
સાહિત્યને ના શણુગાર્યો-૨ રે. જમાનો. ૫૧

પાળી પોષી મોટા કીધા, ઝાઝાં લડાવી લાડ ૨
વૃદ્ધપણુ લાકડી લઇ ઉઠે, ભાગે પીતાનાં હાડ
વાળ્યો નવ જાય વળાવ્યો –૨ રે. જમાનો ૫૨

નાટક સરકસ ને જાદુના, ખેલ વધ્યા વિધવિધ ૨
વીત હરી વસુધા પરથી હા, સૌને ભીખારી કીધ
ખરો કુછંદ લગાયો –૨ રે. જમાનો. ૫૩

શહેરમા હોટલ ગામડે હોટલ, હોટલ હોટલ હાય-૨
વર્ણ અઢારે આવી ભરાઇ, ચા ને બીસ્કુટ ખાય
અભક્ષા ભક્ષ ઉડાવો ૨ રે જમાનો. ૫૪

પાણી પવિત્ર ગણે ન ભુદેવો, ગામ ગમાતરે જાય ૨
પણ ભજીયાં ભૈયાની દુકાનેથી, ખાતે લઇને ખાય
અનાચાર આવી ભરાયો-૨ રે. જમાનો ૫૫

સૌ થકી ઉત્તમ દ્વીજ કહાવે, પણ થઇ બેઠા નીચ-૨
લક્ષ્મીની લાલચે લપટાઇ કરતા પ્રપંચી પેચ
દ્રેખી ના જાય ખમાયો-૨ રે જમાનો ૫૬

વિપ્રો તો વળી છેક વંઠયા, જેથી ઘરોઘર અથડાય-૨
બ્રહ્મજ્ઞાન જાણે નહિ તો ક્યાથી તે પોષાય
પાયો મુળથી ખવાયો રે જમાનો. ૫૭

આવે તો વળી બે સ્રી રાખી, ચેલે રાખી ચાર-૨

આમી તો ખોળનાજ ફરે છે ચાળી મકૃતની હાર
સંગોટે ભીખ હજાવ્યો - ૨ રે જમાનો ૫૮
નારી ગઈ ત્રણ ! ચીધારી, સંપતિ પામી નાશ—૨
કે ભાઇ પોતે મુંડ મુંડાવી, બેઠા લઇ સન્યાસ
મહુન્થોને માય પડાયો—૨ રે. • જમાનો. ૫૯
કોઈ જમાત લઈ રખડે છે, રાખી ન .શ્વરી ઠાઠ—૨
સિધ્ધને સાધક બેન બનીને, વાળ્યો ગામેગામ દાટ
મલીદા માલ ઉડાવ્યો- ૨ રે જમાનો. ૬૦
આચારનો નથી અશજ અંમા, જાણે ન શાસ્ત્રોનો ભેદ—૨
થાય તેની ગણત્રી જ્ઞાતીમા, અંતર પામે ખેદ
સાધુ શેઠ માય ગણાયો—૨ રે. જમાનો. ૬૧
પાખંડી દંભી બની બેઠા, સાચા શાન મહુંત—૨
તેમણે તો ડખા પચક કીધું, કાઢીને કલ્પિત પથ
સારા જગને ભરમાવ્યો—૨ રે. જમાનો. ૬૨
આજ ગુરૂ એવા અવલોકી શકે સમાવી ન શોક—૨
પણ ધુતી ધન શિષ્યનું લેતા પાકી મુકાવે પોક
વૃથ ગુરૂ નામ ધરાવ્યો—૨ રે. જમાનો. ૬૩
અંધ ગુરૂને શિષ્યજ બહેરો, એવું બન્યુ છે આજ—૨

તેમ છતા બની સિધ્ધના બેટા, ખાલી કરે પતરાજ
દેખી મમ દીલ દુખાયો-૨ રે જમાનો ૬૪
ભારત ભાગવત કે રામાયણ, રૂડી રીતે વંચાય-૨
ત્યાં જઈ સાભળતાં ઉંઘ આવે, મારે ગપાટા ગામમાંય
સારી રાત જાય જગાયો-૨ રે. જમાનો ૬૫
ચાર ઘડી ચીત ઠારવા માટે, દેવ મદીર ગણાય-૨
ત્યાં પણ રગીન પારણા ઝુલે, દેખુ ઘોડાને ગાય.
ભોંભોં શબ્દ જાય સુણાયો-૨ રે. જમાનો. ૬૬
ઘટી ગયો કસ ભૂગોળમાથી, ઘટ્યો સગાધીનો સ્નેહ-૨
વળી સ્વાદ ઘટયો ઘૃતમાથી, ખરેખર ઉતરે આછા મેહ.
દગાથી દોસ્ત મરાયો ર રે. જમાનો ૬૭
કોઇ તણા મનમા નવ દેખુ, અશ દયાનો લગાર-૨
જ્યાં ને ત્યાં હું નજરે નિહાળુ, તામશનો ભંડાર
ખરે કઇ આવી ભરાયો-૨ રે. જમાનો ૬૮
કેતાં આ રસના પડે તુટી, આવ્યો આડો આક-૨
કેલી કરે કાળી ભત્રીજી ટાકુ અશત્ય ન ટાંક
પ્રભુ જાણે ક્યાંય છુપાયો—૨ રે. જમાનો. ૬૯
રેણુજા કત્યા સતયુગે ત્રેતામાં સીતાય—૨
દ્વાપરમાં થઇ ધરૂપદ સુતા, આજ ઘરો ઘર હાય
દેખુ દ્રગથી કત્યાઓ --૨ રે. જમાનો ૭૦

જે ગુજરાત વિશેજ હતી હા, લક્ષ્મીની લીલા લ્હેર-૨
ત્યાં ભટકે છે ભીખારીનાં ટોળાં, આવીને ઘેરે ઘેર
ઉઘાડે અંગ દીખાય ૨ રે. જમાનો. ૭૧

ભાગ્ય ભલા કે ભારતમાંહી, પાકે અફીણ કપાસ-૨
બીજી તંબાકુએ રંગ રાખ્યો, નહિતો થાત નીરાશ
તથા " ના સમજાયો-૨ રે જમાનો. ૭૨

" ધન્ય છે ધન્ય છે ઈંગ્લીશ રાજને, ધન્ય છે[ જ્યોર્જ ] રાજન-૨
પ્રજાના દુખ દુર કરવાને, આનંદે ઉછાળે મન
રામચંદ્ર સમ કીર્તી ફેલાવો-૨ રે. જમાનો. ૭૩

ચેતો ચેતો ચીતમાં નરનારી, બાજી હજી છે હાથ-૨
દેશની દોલત દેશમા રેવા, હુન્નરથી ભીડી બાથ
કરો ઉન્નતીના ઉપાયો-૨ રે જમાનો. ૭૪

સુચ કંઇ કથવાનુ ઘણુ છે, કે'તાં નાવે પાર
" શારદા " ને " મેરી ' માતાની સ્હાયથી, ટુંકામા ટોંક્યો સાર
લેજો સમજી બેન ભાઇઓ-૨ રે જમાનો. ૭૫

વૃક્ષનુ મુળ ખવાયજ આવે, તો તે રહે શું ટટાર-૨
સ્વદેશીએ રાસડો ગાયો ૨ રે. જમાનો. ૭૬

દાનત બગડી પશુપતીની તો વેચવા માંડયુ દુધ-૨
લક્ષ્મીની લાલચે લપટાઇને ખોઇ પોતાની શુધ્ધ
છાશનો તોટો જણાયો-૨ રે. જમાનો. ૭૭

( અપુર્ણ. )

ચારૂતરનું

# અમૃતબિંદુ.

**(અસલ માલ સરકારી રજીસ્ટર્ડ નં. ૮૪૧-૧૦ વાળું**

સઘળા પ્રકારનો શરીરનો દુખાવો, લકવા, સંધીવા, સુ
ચુક, ઉલટી, ઝાડા, મરડો, ગારૂની, અજીર્ણ, ખાંશી, દ
સળેખમ, સરદી, માથાનો દુખાવો. દાંત કે દાઢનું કળતર
અવાળુનો દુખાવો મોંમાંથી દુર્ગંધ છુટવી, મળચ આવ
કાનનું પાકવું, પરૂ વહેવું આંખો દુખવી, શરીરે સો
આવવા, ઘા લાગવા, ફોલ્લા પડવા હાથ પગમાં ચીરા પડવા,
લોહીનું નીકળવું, ઘાનું પાકવું, ઘામાં જીવ પડવા, સાંઝણ,
નાસુર, પીનસ, સુસ્તી, બેચેની, નાતાકાતી, નામર્દાઈ, હરસ.
પ્રમેહ ચાંદી, વીસ્ફોટીક, અંડ, અંડવૃદ્ધિ, પ્રદરરોગ, કોઈ પણ
જાતનો તાવ, વાળા, ન્હારૂ, વિગેરે અનેક રોગ આ એકજ
દવાથી તત્કાલ દુર થાયછે, વળી ભમરી, મધમાખ, વીંછી,
વિગેરેના ડંખ ઉપર આ એક જાદુઈ દવાછે. માકડ, મચ્છર,
વંદા, કરોળીયા, કંસારી, ઉધેઇ વિગેરે નુકશાનકારક જંતુને
નાશ કરેછે.

**વિલાયતી દવાની બધી દુકાને વેચાયછે.**

**વિગતવાર ચોપાન્યા માટે નીચેને સીરનામે લખો.**

**સીરનામું-અમૃતબિંદુ ઓફીસ-નડિયાદ. (ગુજરાત)**